

શ્રી પરમાત્મને નમઃ

  

# શ્રી સદગુરૂની સ્તુતિનાં અને શુદ્ધ મુમુક્ષુઓનાં અભિલીષીત પદા-ર્થોની યાચનાનાં પદો.

यं ब्रह्मा वरुणेन्द्र रुद्रमरुत स्तुन्वंति दिव्यै स्तवै ।
वेदै सांग पदक्रमोपनिषदैर्गायंति य सामगा ॥
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति य योगिन ।
यस्यांतं न विदु सुरा सुरगणा देवाय तस्मै नम ॥



અન્ય પુસ્તકમાંથી ઉતારો કરી
છપાવી પ્રસિદ્ધ કરનાર
**શેઠ. નારણભાઈ કેશવલાલ પેટલાદ.**
નડીઆદમા સાથ પીપળી નજીક ગણેશ પોળ સામે
"ત્રિભૂવન" પ્રીન્ટીંગ પ્રેસમા શા
મુળજીભાઈ દુલવદાસે છાપ્યું
આવૃત્તિ ૩ જી પ્રત ૧૧૦૦
સ. ૧૯૭૧] કીંમત અમુલ્ય [સને ૧૯૧૫

## ગજલ

સહુ મળ્યાં સ્વાર્થથી ભેગા, નથી કો કોઇનુ પ્યારા
જેથી સ્વાર્થ પોતાનો, ધરો રસ્તો બીજો પ્યારા સહુ
સમજ તું વિશ્વને જુઠુ, તજી દીલ શોકને પ્યારા
નહિ વશ મોહને થાવુ, મુઝાવુ ના જરી પ્યારા સહુ
ધરી હીંમત સદા રહેવુ, સહેવુ થાય જે પ્યારા,
કસોટી કારમી જગમા, તુ ડગમા કોઇથી પ્યારા સહુ
રહે મતલબ સૂધીજ રાજી, દગાબાજીજ કરનારા,
સમયપર શીશને આપે, મળે વીરલાજ કો પ્યારા સહુ
હશે થાનાર જે થાવુ, નથી મટનાર કો કાળે
ભરૂસે ઇશને રહેવુ, સદા એકતાર થઇ પ્યારા સહુ
નહિ પુરૂષાર્થને ત્યજવો, ધરી મન ધીરતા પ્યારા
લડો બાજી જગતસાથે, ધરી શુરવીરતા પ્યારા સહુ
અનીતિને તજી દઇને, ભરો પગલા નીતિ રસ્તે,
ફતેહ છે સાચની સહુમા, સહુમા માન છે પ્યારા સહુ
નહિ કીસ્મત કરી રોવુ જગત જોવુ તપાસીને
અનુભવ થાય છે એથી, જગાવે તત્વને પ્યારા સહુ
જગત જંજાળની ફાસો, વસે આનંદની હાસી,
વળી મોહ શોકના ભાગ હટે નહિ તત્વ વિણ પ્યારા સહુ
વિચારી તત્વને શોધો, ન દેશો દોષ કોઇને
સદા નરસીહ સમ થઇને, વિચરજો વિશ્વમા પ્યારા



॥श्री परमात्मने नम ॥





# શ્રી સદગુરૂની સ્તુતિનાં અને શુદ્ધ મુમુક્ષુઓનાં અભિલીષીત પદાર્થોની યાચનાનાં પદો.

यं ब्रह्मा वरुणेन्द्र रुद्रमरुत स्तुन्वति दिव्यै स्तवै ।

वेदै सांग पद्क्रमोपनिषदैर्गायति यं सामगा ॥

[illegible] तद्गतेन मनसा पश्यति यं योगिनः ।

यस्यां न न विदुः सुरा सुरगणा देवाय तस्मै नम ॥

અન્ય પુસ્તકમાંથી ઉતાંરો કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર

## શેઠ. નારણભાઈ કેશવલાલ પેટલાદ.

નડીઆદમાં સાથ પીપળી નજીક ગણેશ પોળ સામે

" ત્રિભૂવન " પ્રીન્ટીંગ પ્રેસમાં શા.

મુળજીભાઈ દુલવદાસે છાપ્યું.

આવૃત્તિ ૩ જી. પ્રત ૧[illegible]

સં. ૧૯૭૧] કીંમત અમુલ્ય [સને ૧૯૧૫

## દોહરે.

ભક્તિ ભકત ભગવત ગુરૂ, ચતુર નામ વપુ એક:
તીનકે પદ વંદન કીયે, નાશત વિઘ્ન અનેક

## પદ.

જાચુ છું જગતાત હુ વિનયથી વિનતી કાને ધરે.
થાતી આ કળીકાળમા કુબુદ્ધિથી પીડા બધી પરહરે.
એએ જે થકી આચરી નીતિ સુખે સન્માર્ગમા સુધરી.
નિત્યે દીલ વિષે સનાતન સદા ધર્મે પ્રવૃત્તિ કરી.

ચળાચળ પ્રીયબંધુ ગ્રહ નક્ષત્ર તારા,
ચળાચળ પ્રીયબંધુ મહેલ મંદિર સારા
ચળાચળ પ્રીયબંધુ પૃથ્વીને આપ આદી,
ચળાચળ પ્રીયબંધુ મેરૂ વિંધ્યાચળાદી
ચળાચળ પ્રીયબંધુ સૂર્ય બ્રહ્માડ મોટા.
ચળાચળ પ્રીયબંધુ ચંદ્ર છંદ્રાગ છોટા.
ચળાચળ પ્રીયબંધુ વિષ્ણુને રૂદ્ર જેવા,
ચળાચળ પ્રીયબંધુ લક્ષ્મી બ્રહ્માદી દેવા
અચળજ પ્રીયબંધુ સત્ય પુરૂષ વાકય,
અચળજ પ્રીયબંધુ ધર્મ સત્ય સનાતન.
અચળજ પ્રીયબંધુ સર્વદા સાક્ષીભૂતં,
અચળજ પ્રીયબંધુ સચ્ચિદાનંદરૂપ



॥ હરિઃ ૐ ॥

पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्ण मेवा वशिष्यते ॥

"કથાના પ્રારંભમાં મંગલાચરણ."

ઓંકારં બિન્દુ સંયુકત નિત્યં ધ્યાયન્તિ યોગિન
કામદ મોક્ષદં ચૈવ ઓંકારાય નમો નમ ॥ ૧ ॥
નારાયણ પદ્મ ભવ વશિષ્ટં શકિત ચ તત્પુત્ર પરાશરચ,
વ્યાસ શુક ગૌડપદ મહાન્ત ગોવિંદ યોગીંદ્ર મથાસ્ય શિષ્યમ્.૧
શ્રી શંકરાચાર્ય મથાસ્ય પદ્મ પાદં ચ હસ્તામલકં ચ શિષ્ય,
ત તોટક વાર્ત્તિકકાર મન્યાનસ્મદ્ ગુરૂન્ સતત માનતોસ્મિ.૨
સનંદન શ્રી સનક સનાતન સનત્કુમારં ચ સનત્સુ જાતં,
શ્રી વામદેવ ચ શુક મહાન્ત નમામિ ભકત્યા નિજ બોધ સિદ્ધયૈ.૩
શંકર શંકરાચાર્ય કેશવં બાદરાયણ,
સૂત્ર ભાષ્ય કૃતો વંદે ભગવતો પુન પુન ૪
શ્રુતિ સ્મૃતિ પુરાણાના માલયં કરૂણાલય,
નમામિ ભગવત્પાદ શંકર લોક શંકરં. ૫
કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને,
પ્રણત કલેશનાશાય ગોવિંદાય નમો નમ ૬
નારાયણ નમસ્કૃત્ય નર ચૈવ નરોત્તમં,
દેવીં સરસ્વતીં વ્યાસ તતોજય મુદીરયેત. ૭

ગુરૂર્બ્રહ્મા ગુરૂર્વિષ્ણુ ગુરૂર્દેવો મહેશ્વર,
ગુરૂરેવ પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૮
ધ્યાન મૂલં ગુરોર્મુર્તિઃ પૂજા મૂલ ગુરો પદ,
મંત્ર મૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલ ગુરો કૃપા.

तत्रैव गङ्गा यमुना च वेणी गोदावरी सिन्धु सरस्वति च ॥
सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदारः कथाप्रसंगः ॥

## ( કથાના અંત ભાગની સ્તુતિ. )

અચ્યુત શાશ્વત નિષ્પ્રપચાત્મક નિગુણ નિષ્કલ નિર્મલ વ્યાપકં
નિષ્ક્રિય સચ્ચિદાનંદ રૂપોઽવ્યય ચાદ્વય કેવલ શુદ્ધ દેવ ભજે.
યત્પ્રસાદાદહમેવ વિષ્ણુર્મય્યેવ સર્વ પરિકલ્પિત ચ,
ઇત્થ વિજાનામિ સદાત્મરૂપ તસ્યાંઘ્રિપદ્મ પ્રણતોઽસ્મિ નિત્ય.
પ્રચંડ પાખંડ વિખંડ નોદ્યત ત્રયિશિરોર્થ પ્રતિપાદને રત,
ઔર્વૈર્યુત યોગકલાભિરાવૃત નમામિત શંકર દૈશિકતત.
પરમાનંદ બોધાય શિષ્ય સંતાપ હારિણે,
સચ્ચિદાનંદ રૂપાય રામાય ગુરવે નમ

॥ हरिः ॐ ॥

## શ્રી સદગુરૂ દેવની આરતી.

જય સદ્ગુરૂ સ્વામિજી (૨) આરતી ઉતારૂં (૨)
પ્રભુ અન્તર્યામિ જયદેવ જય ગુરૂદેવ .. ૧
આદિતે અવિનાશ પધાર્યા પુરમા, પ્રભુ પધાર્યા૦
ભક્તવત્સલ ભગવાન (૨) વસિયા છો ઉરમા. જયદેવ૦ ૨

સોમે સત્ય સ્વરૂપ સુન્દરતા શોભે પ્રભુ સુન્દરતા૦
નિરખે નરને નાર (૨) મુનીનાં મન લોભે જયદેવ૦ ૩
મંગળ મૂર્તિ મહારાજ ત્રિગુણાતીત કહાવ્યા, પ્રભુ ત્રિગુણા૦
પિણ્ડ બ્રહ્માણ્ડની પાર (૨) ભક્તજનને ભાવ્યા જયદેવ૦ ૪
બુદ્ધિ અનુપમ સાર ગાય વેદની વાણી પ્રભુ ગાય૦
ઉપનિષદનો સાર (૨) સંત લેજો જાણી જયદેવ૦ ૫
ગુરુ પ્રગટ કરુણાગાર, ભક્તને બ્રહ્મ વિદ્યા આપી પ્રભુ ભક્તને૦
કોટિ જન્મના કર્મ (૨) તે નાખ્યા કાપી જયદેવ૦ ૬
શંકર સદ્‌ગુરુ સાચ છત્ર કોઈક જાણે પ્રભુ છત્ર૦
અખંડાનંદ અદ્વૈત (૨) તે સુખ તે માણે જયદેવ૦ ૭
વાણી સમજે જે કોઈ તે કૈવલ્ય પામે પ્રભુ તે કૈવલ્ય૦
કૃષ્ણાનંદ ભજે સોઈ (૨) ગાએ વંદના નામ જયદેવ૦ ૮

## श्री गुरु नमस्कारः ॥

## ॥ हरिः ॐ ॥

બ્રહ્માનન્દં પરમ સુખદં કેવલં જ્ઞાનમૂર્તિં
દ્વન્દ્વાતીતં ગગન સદૃશં તત્ત્વમસ્યાદિ લક્ષ્યં ૧
એકં નિત્યં વિમલમચલં સર્વધી સાક્ષિભૂતં,
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્‌ગુરું તં નમામિ ૨
સંસાર સાગર સમુદ્ધરણૈક મંત્રમ્
બ્રહ્માદિ દેવ મુનિ પૂજિત સિદ્ધ મંત્રમ્ ૩
દારિદ્રય દુઃખ ભય શોક વિનાશ મંત્ર
વન્દે મહા ભયહર ગુરુરાજ મંત્રમ્ ૪

શ્રીમત્પર બ્રહ્મ ગુરૂ નમામિ શ્રીમત્પર બ્રહ્મગુરૂ ભજામિ,
શ્રીમત્પર બ્રહ્મગુરૂ વદામિ શ્રીમત્પર બ્રહ્મગુરૂ સ્મરામિ. ૫
ગુરૂપાદ પ્રસાદેન જ્ઞાનમુત્પદ્યતે સ્વયમ્,
યેનાધ્ધૃતમિદં વિશ્વં તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૬
અજ્ઞાન તિમિરાન્ધસ્ય જ્ઞાનાઞ્જન શલાકયા,
ચક્ષુરૂન્મિલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૭
અખંડ મંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરં,
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૮
સર્વ શ્રુતિ શિરોરત્ન વિરાજીત પદામ્બુજ
વેદાન્ત પદ્મ સૂર્યાય તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૯
યસ્ય સ્મરણ માત્રેણ કૈવલ્ય લભ્યતે સ્વયં,
સદૈવ સર્વ સમ્પત્તિ સ્તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૦
ચૈતન્ય શાશ્વતં શાન્તં વ્યોમાતીતં નિરંજનં,
બિન્દુ નાદ કલાતીતં તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૧
સ્થાવરં જંગમં ચૈવ સચરં ચરમેવચ,
યેન વ્યાપ્તં જગત્સર્વ તસ્મૈ શ્રી ગુરવે નમઃ. ૧૨
જ્ઞાન શક્તિ સમારૂઢ તત્ત્વમાલા વિભૂષિત
ભુક્તિ મુક્તિ પ્રદાતારં તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૩
અનેક જન્મ સમ્પ્રાપ્તિ કર્મબન્ધ વિદાહિને,
સ્વાત્મજ્ઞાન પ્રભાવેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ. ૧૪
શોષણં ભવ સિન્ધોશ્ચ દીપનં જ્ઞાન સંપદાં,
ગુરૂ પાદોદકં સમ્યક્ તસ્મૈ શ્રી ગુરવે નમઃ. ૧૫
નગુરો રધિકં તત્વં નગુરો રધિકં તપઃ.

ગુરૂ જ્ઞાનાત્પરં તત્વં તસ્મૈ શ્રી ગુરવે નમ ૧૬
અન્નાથ શ્રી જગન્નાથો મદ્ ગુરૂ શ્રીજગદ્ગુરૂ,
મમાત્મા સર્વ ભૂતાત્મા તસ્મૈ શ્રી ગુરવે નમ ૧૭
ધ્યાનમૂલ ગુરોર્મુર્તિ પુજન મૂલ ગુરો પદમ
મંત્ર મૂલ ગુરોર્વાક્યં મોક્ષમૂલ ગુરો કૃપા ૧૮
ગુરૂરાદિ રનાદિશ્ચ ગુરૂ પરમદૈવતમ્,
ગુરૂ મત્ર સમોનાસ્તિ તસ્મૈ શ્રી ગુરવે નમ ૧૯
સપ્તસાગર પર્યત તીર્થ સ્નાન ફલ સદા,
ગુરૂપાદોદક સ્યાપિ સહસ્રાંશેન દુર્લભમ્ ૨૦
ગુરૂરેવ જગત્સર્વં બ્રહ્મા વિષ્ણુ શિવાત્મક
ગુરો પરતર નાસ્તિ, તસ્માત્સં પૂજયેદ્ ગુરુમ્ ૨૧
આનદમાનદકર પ્રસન્ન જ્ઞાનસ્વરૂપં નિજબોધ યુક્ત,
યોગીન્દ્રમીડ્ય ભવરોગ વૈદ્યં શ્રીમદ્ ગુરૂ નિત્યમહ નમામિ ૨૨
નિત્ય શુદ્ધ નિરાભાસ નિરાકાર નિરંજન,
નિત્યબોધ ચિદાનન્દ ગુરૂ બ્રહ્મ નમામ્યહ ૨૩
નમો સ્ત્વનતાય સહસ્ર મૂર્તયે, સહસ્રપાદા ક્ષિશિરા રૂ બાહવે,
સહસ્ર નામ્ને પુરૂષાય શાશ્વતે, સહસ્ર કોટી યુગધારિણે નમ ૨૪

## શ્રી રામચન્દ્રજીની સ્તુતિ.

શ્રી રામચન્દ્ર કૃપાલુ ભજ મન હરણ ભવ ભય દારૂણં,
નવકજ લોચન કજમુખ કરકજ પદ કજારૂણમ્ ૧
કદર્પ અગણિત અમિત છબિ નવ નીલ નીરજ સુન્દરં,
પટપીત માનહુ તડિત રૂચિ સુચિ નૌમિ જનકસુતાવર. ૨
શિર કિરિટ કુડલ તિલક ચારૂ ઉદાર અગ વિભૂષણં,

આજાનુ ભુજ શર ચાપધર સંગ્રામજિત ખર દૂષણં. ૩
ભજ દીનબન્ધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકંદન,
રઘુનન્દ આનન્દ કંદ કૌશલચંદ દશરથ નંદન. ૪
ઈતિ વદિત તુલસીદાસ શંકર શેષ મુનિમનરંજન,
મમ હૃદયકંજ નિવાસ કરિ કામાદિ ખલદલ ગંજનમ્. ૫

સીયાવર રામચંદ્રકી જય
રઘુપતિ રામચંદ્રકી જય
પવનસુત હનુમાનકી જય
વન્દ્રાવન કૃષ્ણચન્દ્રકી જય
ઉમાપતિ મહાદેવકી જય
બોલો ભાઈ સબ સંતનકી જય
હરહર માહાદેવ

**સવૈયા.**

બોધ વિવાનંદ બોધ કરે નિત્ય, શુદ્ધ સ્વરૂપકો લક્ષ બતાવે,
પંચહુ ભેદકે છેદક હે પુની, કલેશહુ પંચકો મુલ ગમાવે;
ભક્તિરુ જ્ઞાન વિરાગ દૃઢાવત, શીલ સંતોષકી નાવ ચઢાવે,
શ્રીજનનંદરામ નિવાસ સદા સુખ, આશંક પાશંકો શીઘ્ર નસાવે.

**( દોહા. )**

ચરણ કમલ ગુરૂદેવ તવ, અમલ ગંગ તે આદિ
સદા રહો મમ શિરાપર, અવર ન માગહુ કાહિ.

**ચાબખો.**

હરિ ભજ લાવી ઉમંગ, મનવા.
પળપળ જાત પ્રસંગ, મનવા
માયા કે કાયાના ભાઈ,

સમજી ત્યાગ તરંગ મનવા.

સાધુ સંગનું આપ્યું જગમાં,
ન્હાવા નિર્મળ ગંગ મનવા.

ઘડી પલકમાં જાશે ઉડી,
આ તુજ અંગ પતંગ મનવા.

રંગ ફીંચેલા કાગળ જેવા,
વૃક્ષવાસી વિહંગ મનવા

રંગ ભૂમિપર યુદ્ધ મચે ત્યમ,
જુદા જગનો જંગ મનવા.

## દોહરા તથા સાખીઓ.

નામ ન રટા તો ક્યા હુવા, જો અંતરહે હેત;
પતિવ્રતા પતિકો ભજે, મુખસે નામ નહી લેત.

પ્રેમભાવ એક ચાહીયે, ભેખ અનેક બનાય.
ભાવ ગ્રહમે બાસકર, ભાવે બનમે જાય.

શીષ્યનકુ એસા ચાહીએ, ગુરૂકો સરબસદે.
ગુરૂકો એસા ચાહીએ, શીષ્યનસે નહી લે

પઢનેકી હદ સમજ હૈ, સમજેકી હદ જ્ઞાન
જ્ઞાનકી હદ હરી નામ હૈ, યહ સિદ્ધાન્ત ઉર આન

નારાયણ નીજ હીયમે, અપનો દોષ નિહાર
તા પીછે તુ ઔરકો અવગુન ભલે વિચાર

જાત હમારી આતમા, પરમેશ્વર પરિવાર
સગા હમારા સંત હૈ, શીરપર સરજનહાર

જાત હમારી આતમા, પ્રાણ હમારો નામ.
અલખ હમારા ઇષ્ટ હૈ, ગગન હમારા ગામ

ક્યા ધરતીકો ફેર હૈ, ક્યા આભકો તોલ;
ક્યા સાધુકી જાત હૈ, ક્યા પારસકો મોલ
અવિનાશી કે આશરે, અજરામરકી ઓટ,
દાદુ શરણે સતંક, કદી ન લાગે ચોટ
દયા ગરીબી બન્દગી, સુમતી શીલ સ્વભાવ,
એ તે લક્ષણ સાધકે, આદિ ભક્તિ શણગાર
સાધન માગે માગણા, જે માગે વા ભાડ,
સતી ન પીસે પીસણા, પીસે એ તો ગાડ
નીચ નીચાઇ નહી તજે, જો પાવે સતસંગ,
તુલસી ચન્દન લપટીકે, વિષ ન તજે ભુજંગ
તુલસી તહા ન જાઇએ, જનમ ભુમીકે ગામ
ગુણ અવગુણ જાને નહિ, ધરે પીછલો નામ
કયુ કીજે એસી જતન, જામેં કાજ ન હોય
પર્વતપર ખોદે કુવા, કેમે નીકળે તોય
નામ લીયા જેને સબ લીયા, સકલ શાસ્ત્રંકા ભેદ,
બીના નામ નરકે ગયા, પઢ પઢ ચારો વેદ
ભેદ ચકે બ્રહ્મા થકે થકે શેષ મહેશ,
ગીતાકુ જ્યા ગમ નહી, વહા સતગુરૂકા દેશ
કાહુકે ધન ધામ હય, કાહુકે પરિવાર,
તુલસી એસે દીનકું, સીતારામ આધાર
જહાંમે જુગદીશ હય, હહાંમે હરિ સાર
ઘરામે રામ રમ રહ્યો, તાકા નામ જુહાર
કબીર કહે કમાલકુ, દો બાતો લીખ લે;
કર સાહેબકી બન્દગી, ઔર ભૂખેકુ કુછ દે

તુલશી કહત પુકાર કે, સુનો સકલ દે કાન;
હેમદાન ગજ દાન તે, બડો દાન સનમાન
રામ ભરોસો રાખ લે, અપને મનકે માહિ;
કારજ સબહી સુધારીહી, બીગડે કછુ નાહિ
રામ ભરોસા છોડકે, કરે ભરોસા ઓર,
સુખ સપનકી કયા ચલી, નર્ક ન પાવે ઠોર
માયા હે બહુ ભાતકી, કોઇ ખરચે કોઈ ખાય,
એક મીલાવે નામસે, એક નર્ક લેઈ જાય
માગણુ મરણુ સમાન હે, મત કોઇ માગો ભીખ,
માગ્યાસે મરના ભલા એ સતગુરૂકી રીત
કચન તજવો સુલભ હે, સૂલભ ત્રીયાકો નેહ,
નિંદા સ્તુતિ ત્યાગવો તુલશી દુર્લભ એહ
સાધુ ભુખે ભાવકે, ધનકે ભુખે નાહિ,
જો સાધુ ધનકે ભુખે ,વો હી સાધુ નાહિ
લેનેકુ હર નામ હે, દેનેકુ અન્ન દાન,
તરનેકુ આધીનતા, બુડનેકુ અભિમાન
કાલ કરૂ તો આજ કર, આજ કરૂ તો અબ,
અવસર વીત્યો જાત હે, ફીર કરેગો કબ
નારી નસાવ તીન ગુણુ, જો નર પાસે હોય,
ભક્તિ મુકિત નિજ ધ્યાનમે, બેઠ ન શકે કોય
પડિત ઓર મશાલચી, દોનો સુઝે નાહિ,
ઓરન કો કરે ચદના, આપ અંધેરે માહિ,

જ્યાં તીલમાહિ તેલ હે, જ્યા ચકમક મે આગ,
તેરા પ્રીતમ તુજમૈ, જાગ શકે તો જાગ
મૈં અપરાધી જન્મકા, નખશીખ ભર્યે. વિકાર,
તુમ દાતા દુઃખભંજના, મેરી કરો સભાળ
કબીર નીંદક મત કરો, જીવો આદ જુગાદ,
હમતો સદગુરૂ પાઇયા, નિંદકકે પરસાદ
દુઃખમેં સુમરન સબ કરે, સુખમેં કરે ન કોય
જો સુખમેં સુમરન કરે, તો દુઃખ કાહે હોય
જાત ન પુછો સાધુકી, પુછ લીજીએ જ્ઞાન,
મોલ કરો તલવારકા, પડા રહેને દો મ્યાન
નાહિ શીતલ હે ચંદ્રમા, હીમ નહિ શીતલ હોય,
કબીર શીતલ સત જન, નામ સનેહી જોય
હમ જાનેથે ખાયગે, બહુત જમી બહુ માલ,
જ્યોકા ત્યોહી રહ ગયા, પકડ ગયા લે કાલ
દેહ ધરે કો એહ ગુણ, દેહ દેહ કુછ દેહ,
કહે કબીરા દેહ તું, જબ લગ તેરિ દેહ
દેહ ખેહ હો જાયગી, ફીર કોન કહેગા દેહ,
નિશ્ચય કર ઉપકારહી જીવનકા ફલ એહ
આસન મારે કયા હુઆ, મરી ન મનકી આશ,
તેલી કેરા બેલ જ્યુ, ઘર હી કોસ પચાસ
નામ ભજો મન બસ કરો, યહી બાત હૈ તત,
કાહે કો પઢી પઢી મરો, કોટીક જ્ઞાન ગરંથ

સાધુ મીલે સાહેબ મીલે, અંતર રહી ન રેખ,
મનસા વાચા કર્મના, સાધુ સાહેબ એક.
કામીકા ગુરૂ કામ હે, લોભી કા ગુરૂ દામ,
કબીરકા ગુરૂ સંત હે, સો સંતનકા ગુરૂ રામ
કબીર કહે કનક કામની, દોનો વિકટ બડી જાળ,
જાત હે હરી મીલનકુ, તો બીચમે ડાલે સાલ
કપટી કે મન કપટ બસે, શુર કે મન સગ્રામ,
લોભી કે મન ધન વસે, કબીરાકે મન રામ
સાહેબકા ઘર દુર હય, જેસી લબી ખજુર,
ચડે તો ચાખે પ્રેમરસ, ગીરે તો ચખના ચુર
કામ ક્રોધ મદ લોભકી, જબ લગ મનમે ખાન,
તુલશી પડીત મૂરખા, દોઉ એક સમાન
પાણી વાધ્યો નાવમે ઘરમા વાધ્યો દામ,
દોનુ હાથ ઉલેચીએ, એહી શીઆનો કામ.
નારાયણ યા જગતમે, યહ દો વસ્તુ સાર;
સબસો મીઠો બોલવો, કરવો પર ઉપકાર
નારાયણ દો બાતકો, દીજે સદા વિસાર,
કરી બુરાઈ ઓરને, આપ કીઓ અવતાર
બની બનાઇ બન રહી, ઓર બનનેકી નાહિ;
તુલશી યા વીધી સમજકે, મગન રહો મન માહી.
ગગા જમના ગોદાવરી, સિંધુ સરસ્વતી સગ,
સકલ તીર્થ તહિ વસત હૈ, જહા હરિ કથા પ્રસગ

કબીર આપ ઠગાઇએ, ઓર ન ઠગીએ કોય,
આપ ઠગાયે સૂખ ઉપજે, ઓર ઠગે દુ ખ હોય
કબીર માલા કાષ્ટકી, બહોત જપનકા ફેર,
માળા ફેરો શ્વાસકી, જામે ગાઠ ન મેર
ભૂપ દુઃખી અબધૂત દુ ખી, દુ ખી રક વીગરાત,
કહે કબીર એ સબ દુ ખી, સુખી સત મન જીત
સાહેબકે દરબારમે, સચ્ચેકુ શીરપાવ,
જુઠા તમાચા ખાયગા, કયા રક કયા રાવ
કબીરા કહે મેં ટેક ગ્રહી, ગ્રહી શકે ન કોય,
પલભર વીસરૂં રામકું, તો ગુરૂ હત્યા મોરે હોય
કબીરા પુકારી યું કહે, શોધો આપ શરીર,
પાચે ઈદ્રી વશ કરો, તો આપે દાસ કબીર
કબીર સબ જન નીર્ધના, ધનવતા નહિ કોઇ,
ધનવતા સોઇ જાણીએ, જા કે રામ નામ ધન હોય
સુમરનકી સુધી યું કરો, જેસે દામ કગાલ;
કહે કબીર વીસરે નહિ, પલ પલ લે સભાળ
સુમરન સોમન લાઇએ, જેસે કીટ ભીરગ,
કબીર વીસારે આપકો, હો જાય તેહીરગ
કબીર ક્ષુધા કુતરી, કરત ભજનમેં ભગ,
વાકો ટુકડા ડાલકર સુમરન કરો નિ શક.
કબીર વેરી પ્રબલ હય, એક જીવ રિપુ પાચ,
અપને અપને સ્વાદકો બહુત નચાવે નાચ.

તુલશી યા સંસારમેં, ભાત ભાતકે લોક
સબસે હીલી મીલી ચાલીએ, નદી નાવ જોગ
રામ નામ રટતે રહો, જબ લગ ઘટમે પ્રાણ.
કબહુંક દીનદયાળકુ, શબ્દ પડેંગા કાન
તીઆ મત નવ છાડીએ, મત છોડે પત જાય.
ગતકી આધી લક્ષ્મી, ફીર મીલેગી આય
રામ નામ કહેતે રહો ધરે રહો મન ધીર
કાજ સુધારીહી, કૃપા સિંધુ રઘુવીર
પર નિંદા પર નારી અરૂ, પર દ્રવ્યનકી આશ,
છાડિ તીનો આતકું, ભજિ એક અવિનાશ
રામ નામ સબ કોઈ કહે, ઠગ ઠાકુર ઓર ચોર,
વિના પ્રેમે રીઝે નહિ, તુલશી નંદ કીશોર
કોટિ વિઘ્ન દુખમા સુજન તજે ન હરિ કો નામ.
જેસે સતિ હુતાસકો ગિને આપનો ધામ
તુલશી પક્ષીકે પીએ, ઘટે ન સરિતા નિર
ધર્મ કીએ ધન ના ઘટે, સહાય કરે રઘુવીર
તુલશી પૂર્વકે પાપસે, હરિ ચર્ચા ન સુહાય.
જેસેં જવરકે જોરસેં, ભોજનકી રૂચી જાય
સંત બડે પરમાર્થી, શીતળ ઉનકે અંગ
તપત બુઝાવે ઓરકી, દે દે અપનો રંગ
કંચન ત્યજવો સહેજ હય, સહેજ ત્રિયાકા નેહ,
માન બડાઇ ઓર ઇર્ષ્યા, તજનો દુર્લભ એહ.

જેસી મીઠી લગત હે, ગામ કથાકી ગાથ,
એસી લાગે હરિ કથા, તો તરવો ક્યા બાત.
રામ નામ કો આલસુ, ભોજનકો હુશિયાર,
તુલશી એસે મનુષ્ય કો, વારવાર ધિક્કાર.
મેં જાણ્યું હરિ દુર હય, હરિ હય હૃદયામાંહી,
આડી ત્રાટી કપટકી, તાસે દીસત નાહિ
શ્વાસે શ્વાસે રામ ભજ, મીથ્યા શ્વાસ મત ખોય;
ના જાણું એ શ્વાસકી, આવન ફીર નહિ હોય
તુલશી તલપ ન છાડીએ, નિશ્ચે લીજે નામ,
મનુષ્ય મજુરી દેત હે, ક્યું રખેગો રામ.
અવસર વિના વચન વૃથા, નીતિ વિના નરેશ;
વૃથા કૃષ્ણ ભક્તિ વિના, માનવી જન્મ વિશેષ.
વાસુદેવ પ્રભુ છાડકે, અન્ય દેવ રતિ જોય;
મુક્તાનંદ કહે ગંગ તટ, ખોદત કુપ સઠ સોય
હરિજન તો હાર્યા ભલા, જીતન દે સંસાર;
હાર્યા સો હરિસેં મીલે, જીત્યા જમકે દ્વાર.
પારસમેં અરૂ સંતમેં, બડો અંતરો જાન;
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન
જહાં દયા ત્યાં ધર્મ હે, જહા લોભ ત્યા પાપ,
જહાં ક્રોધ ત્યાં કાળ હે, જહાં ક્ષમા ત્યાં આપ
નારી નિંદા મત કરો, નારી નરકી ખાણ;
નારીસેં ઉત્પન્ન ભયે, ધ્રુ પ્રલ્હાદ સમાન.

નિંદા હમારી જો કરે, મીત્ર હમાના સોય
સાબુ લે કે ગાઠકા, મેલ હમારા ધોય
બીન સત્સંગ ન હરી કથા, તાબીન મોહ ન જાત;
મોહ ગયે બીન રામ પદ, હોય ન દ્રઢ અનુરાગ.
દો બાતન કો ભુલ મત, જો ચાહત કલ્યાણ,
નારાયણ એક મોતકો, દુજો શ્રી ભગવાન
તનકર મનકર વચનકર, કાહુકુ દુખવત નાહિ,
તુલશી એસે સંતજન, રામરૂપ જગમાહિ
રટો રામ નિત્ય ભાવશુ, કરો પ્રીત ભગવાન.
તજો કુકર્મ નિજ ચિત્તસુ, ચહો જો પદ નિરવાણ
લઘુતાસે પ્રભુતા વધે, પ્રભુતાસે પ્રભુ દુર,
કીડી મીશરી ખાત હે, હસ્તિ ફાકત ધુળ
લીખના પઢના ચાતુરી, તીનો બાતા સહેલ,
કામદહન મન વશ કરન, ગગન ચઢન મુશ્કેલ
સત સદગુરૂ શાસ્ત્રશ્રુતિ, સબ બીલ દીને ગાલ,
જીવ બ્રહ્મ સોઇ એક હૈ, કહત બજાઇ ઢોલ
બહુત પુન્ય કરી મિલત હૈ, જ્ઞાનીકો સંગ આય,
સબ ગ્રંથન કો તત્વ સો, પલમે દેત બતાય
મનુષ્ય જન્મ દુર્લભ હય, મીલે ન વારંવાર,
તરૂવરસેં પત્તા ખરે, ફીર ન લાગે ડાળ
માલા તો કરમેં ફીરે, જીભ ફરે મુખ માહિ,
મનવા તો દશ દીશ ફીરે, એ તો સુમરણ નાહિ.

જો તું ચહે મુજકો, મતી કછુ રખે આશ;
મુજ સરીખો હો રહે, સબ કછુ તેરે પાસ
ભોજન છાજનકી નહિ, સોચ કરે હરિદાસ,
નિત્ય ભરણ પ્રભુ કરત હે, સો કયુ રખે નિરાશ.
ભક્તિ બીજ પલટે નહિ, જો જુગ જાય અનંત,
ઉચ્ચ નીચ ઘર અવતરે, તેઉ ભક્તકા સંત
જપ માલા છાપા તિલક, સરે ન એકે કામ,
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ
દયા ધર્મ કો મૂળ હે, પાપ મૂળ અભિમાન.
તુલશી દયા ન છોડીએ, જબ લગ ઘટમે પ્રાણ
સંત ન છાંડે સંતતા, કોટિક મીલે અસંત,
મલયાગીરી ભુજંગ લગે, શીતલતા ન તજંત
જાન બુજ જડ હો રહે, બલ તજી નિર્બલ હોય,
કહે કબીર તે દાસ કો, ગાજ શકે નહિ કોય
શીતલ શબ્દ ઉચ્ચારીએ, અહં આનીએ નાહિ,
તેરા પ્યારા તુજ મેં, દુશ્મન બી તુજ માહિ
આશા ન કરે ઓરકી, આપ કરે ઉપકાર,
જગમે સો જન જાનીએ, ભગવતકા અવતાર
નીર્વિકલ્પ આનન્દમય, સ્વ સ્વરૂપ નિર્લેપ,
મનકી જૈસી ભાવના, તૈસો ફલ તીહીં દેત
તુલશી કહે ઇસ જગતમે, સબસે મીલીએ ધાય;
ક્યા જાણું કીસ ભેસમેં, રામચંદ્ર મીલી જાય.

અહંકારકો અગ્નિ મૈ, બહ્યો જાત સંસાર,
તુળશી બચ ગયે સત જન, કેવળ નામ આધાર
રે મન કયું ભટકત ફીરે, ભજ શ્રી નંદ કુમાર,
નારાયણ અજહું સમજ, ભયો ન કછુ બીગાર
નારાયણ હરિ ભજનમેં, તું નહિં દેર લગાય,
કયા જાણે આ દેહમૈ, શ્વાસ રહે કે જાય
ધન જોબન યુ જાય ગો, જા વિધી ઉડત કપૂર,
નારાયણ ગોપાલ ભજ કયુ ચાખત જગધૂર
નિજ સ્વારથ કે મિત્ર સબ, એહી જગતકી ચાલ,
નારાયણ બીન સ્વારથી, હે તુ નદકો લાલ
પુણ્ય પાઠ પૂજા પ્રગટ, કરત સહિત અહંકાર;
નારાયણ રીઝે નહિ, ચતુરન કો સરદાર

---

## પદ ૧

, ભજ મન મે· ગોકુલચ· ટક
ાકુલચંદ ગોપમયેન્દ્રં શ્રી વ્રજરાજ કીશોર,
ાશોમતિ બાલ, મદન ગોપાલ, ગોપીજન ચિત્ત ચોર. તુ
ન્દ્રાવનવાસી, રાસ વિલાસી, નટવર નદ કુમાર,
ાીરીવર ધરણ, ભક્તાભરણ, મદન માહામદ માર તુ.
મધુપુરી ભુપ, અકળ સ્વરૂપ, શરણાગત પ્રતીપાલ,
ાકમણીનાથ, શ્રૃતી ગુણ ગાત, મહા મતિ દીન દયાલ. તુ
ાધારમણ, જગત સ્તવન, સર્વેશ્વર શ્રૃતિ સાર,
આત્મારામ, પુરણ કામ, દયારામ ઉર હાર તુ.



## પદ ૨

એવોરે દીવસ તે ક્યારે આવશે, ભૂલી જઈશ હું સઘળો આ અસાર જો; ચિત્તવૃત્તિ મારી ચોટી રહેશે ચિદાત્મમા, અળગા થાશે સર્વ વિષય વિકાર જો. એવો૦ ૧ માત પ્રમાણે દેખીશ સઘળી માનુની, કીચ પ્રમાણે જાણીશ ધાતુ સર્વ જો, પોતાવત હુ પેખીશ સઘળા પ્રાણીને, મોહ તણો તો ટાળી નાખીશ ગર્વ જો. એવો૦ ૨ ઉર્મીઓ આનંદની ઉરમા ઉઠશે, ધોવાશે મન મેલ બધો નિરધારજો; વિષયો વિષ્ટાવત્ સૌ મુજને લાગશે, અધ બને છે જેમા નર ને નાર જો એવો૦ ૩ પ્રીતમ પ્રેમ રહેશે એકજ આપમા, પાપ પ્રપચો જાશે સહુ જરૂર જો; પ્રકૃતિકાર્ય સહિત ઝટ લયને પામશે, આત્યતીક પ્રલયનુ થાશે પુર જો. એવો૦ ૪ સુસુપ્તી સામ્ય અવસ્થાને ભેદી કરી, પરમ પ્રભુપદ થાશે સુખકર વાસજો, સાક્ષીરૂપે વરતીશ રે હું સર્વદા, વિષયો દેખી દીલથી થઇશ ઉદાસ જો. એવો૦ ૫ ખાનપાનમા મઝા ન મુજને લાગશે, મમતાનુ તો તુટી જાશે મૂળ જો, સગા સબધી વીસારે પડશે વળી, લખ ચોરાશી થઇ જાશે નિરમૂળ જો એવો૦ ૬ તદાકાર વૃત્તિ સ્થીર રહેશે સર્વદા, દ્વૈતતણો તો નિશ્ચય થાશે નાશ જો, જીવન્મુક્ત સ્થીતિ બની રહેશે માહરી, ઉપાધીઓનો અળગો થાશે પાશ જો. એવો૦ ૭ રાત અને દિવસ તો જ્યા પડતાં નથી, જરા-જન્મ-મૃત્યુનો જ્યા નહિ વાસ જો; નિશ્ચય સુખ અનુભવશુ નથુ ત્યા જઈ, જ્યા છે કેવલ ચૈતન્યનો નિવાસ જો એવો રે દીવસ તે ક્યારે આવશે ૮



## પદ ૩

હે પ્રભુ દીન દયાળા, પ્રાણ આધારા ભક્તિ આપો ભગવાન,
ભક્તિ આપો ભગવાન, ભક્તિ આપો ભગવાન હે
ચન્દની ખીલી પૂર્ણિમાની, એવો અતર થાતા પ્રકાશ,
અજ્ઞાનકેરૂ અંધારૂ તે તરત થાય છે નાશ હે
સચરાચરમા વ્યાપી રહ્યા, એવા દીન બધુ દયાલ,
માયાશક્તિ આપતણી, તેનો કરૂં હવે હું ખ્યાલ હે
સસારમા રચ્યા પચ્યાં રાખે, ભક્તિ કરવા દે ન લેશ,
આપ સગાથે પ્રીતિ જોડે, તેને આવીને મારે ઠેસ હે
આપની માયા દુર્ઘટ ઘટના, ગુણવાળી કહેવાય,
ગુણાતીત પ્રભુ આપ ગોવીદા, કરો હમારી સહાય હે
દુષ્ટને મારવા, ભક્તને તારવા, આપ ધરો અવતાર,
કૃષ્ણ કનૈયા નામ ધર્યું, આવ્યા યશોદાજીને દ્વાર હે
અસ્તિ ભાતિને પ્રિયરૂપ,, સર્વ વ્યાપક છો ગોપાલ,
નામરૂપ ધરાવી પારણે પોઢયા, થઈ નાનેરૂ બાલ હે
આપની માયાનો પાર ન પામે, આ ચતુર વારવાર,
એવી માયામા નવ ડુબાડો, ને ઉતારો પેલે પાર હે

---

## પદ ૪

પ્રભુ ભવસાગરસે તારો, કાળ મૃત્યુ ભય શોક નિવારો,
તુમ વિના મેરે ઓર નહિ કોઇ, તુમ હો સુખસાગર સોઇ પ્રભુ



## પદ ૫

આપ છો અનાથ નાથ, દીન હું ભીખારી;
બારણે પોકારૂં પ્રભુ પ્રાર્થના તમારી ટેક.
વાયુ આ પ્રચંડ વાય, હૃદય નાવ ઝોક ખાય,
થાવ નાથ સ્હાય આપ લ્યો મને ઉગારી આપ.
આપ માત તાત ભ્રાત, સુણી મમ દીન બાત,
રાખો બાલ અંક તાત સંકટો નીવારી આપ.
અંતરે તપે છે તાપ, પીડતાં પ્રભુજી પાપ,
સંકટ સમયે સ્હાય કરો, પ્રાર્થના સ્વીકારી આપ
પાય નાખી બેઉ હાથ, જાચું બાલ હું અનાથ,
મસ્તકે કૃપાળુ હાથ મુકો સુખકારી આપ

## પદ ૬

### (રાગ પ્રભાત.)

અખિલ બ્રહ્માંડમા એક તું શ્રી હરિ, જુજવે રૂપે અનંત ભાસે,
દેહમા દેવ તું, તેજમા તત્વ તું, શૂન્યમા શબ્દ થઇ વેદ વ્યાસે,
પવન તું, પાણી તું, ભૂમી તું ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યા આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે, ભેદ ન્હોયે,
ઘાટ ઘડીયા પછી, નામરૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોયે,
વૃક્ષમાં બીજ તું, બીજમા વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે,
ભણે નરસૈયો એ, મન તણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે



## પદ ૭

સૌનુ કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનુ કરો કલ્યાણ ટેક.
નર નારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનુ તમામ. દયાળુ. ૧
જગનાવાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ દયાળુ. ૨
દુનીયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઇ ગામ. દયાળુ. ૩
સર્વ જગે સુખકારી વધે ને, વળી વધે ધન ધાન્ય દયાળુ. ૪
કોઇ કોઇનુ બુરૂ નવ ઇચ્છે, સૌનુ ઇચ્છે સૌ સમાન. દયાળુ ૫
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન દયાળુ ૬

## પદ ૮

### ( રાગ પ્રભાત )

નટવરલાલ કાલ ભય ભજન, શ્યામલાલ સુખદાઇ રે,
રોમરોમ સુખ મુખ જોતામા, નીત નીત શાન્તિ સવાઇ રે ટેક. ૧
તનના તાપ અને મનના મળ, સ્મરણ માત્રથી જાય રે.
મનમોહન મુરલીધર ગીરધર, ગોપીવર ગવરાય રે ન. ૨
દામ ન બેસે કામ સરે બહુ, નામ નાથનુ રહેલુ રે
સમજુ ઝટ સમજી લઇ મનમા, એજ ગ્રહે સૌ પહેલુ રે ન. ૩
ચુક ચોટ ગુમાવે અવસર, તે નર તો ધરખાયા રે.
નીર ગયા વહી પાળ ન બાંધી એ જન અંતે રોયા રે ન ૪
લાગ ફરી આવો નહિ આવે, મોઘો મનખો મળીઓ રે,
લક્ષ ચોરાશી ભટકી થાક્યો, નાથની નજરે ચઢીયો રે ન. ૫
મ્હેર કરી મહારાજે તુજને, આપ્યુ તરવાનુ ટાણુ રે.
તાર સાધીને ત્યાગ થઇ જા, કાલ આવશે આણું રે. ન. ૬
નામ રૂપ નૌકાથી આ ભવ, સાગર તરવા મ્હેલો રે,
જયજયકારી હરીવરનો, બાધ કમર સહુ પેહેલોરે. ન ૭

યશ અપયશને લાભ હાણ, સુખ દુઃખ માન અપમાને રે.
શ્રી હરિકેરી ઇચ્છા જાણી, હર્ષ શોક રખે માને રે. ન. ૮
હરી કરશે તે હશેજ રૂડું, એમ ભરોસો આણી રે,
રિધ સિધ હરિની દાસ હુ હરિનો, જન હરિના લે જાણી રે. ન. ૯

પદ ૯

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે.
પરદુખે ઉપકાર કરે, પણ મન અભિમાન ન આણે રે વૈ. ૧
સકળ લોકમા સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે,
વાચકાય મન નિશ્ચય રાખ, તો ધન્ય જનની તેની રે વૈ ૨
સમદ્રષ્ટીને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જીહ્વાથકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથ રે વૈ. ૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામ નામ શુ તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમા રે વૈ. ૪
વણ લોભીન કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે.
ભણે નરસૈયો તેનુ દરશન કરતા, કુળ ઇકોતેર તાર્યા રે વૈ ૫

પદ ૧૦

સાચુ તો સગપણ રે, સમજ મન શ્યામતણુ.
બાકી સર્વે જુઠુ રે, કશુ નથી કામ તણુ ટેક.
માત તાત સુત ભ્રાતને ભગિની, સગા સહોદર હોય.
કુળ કુટુમ સગા ગોત્ર ને જ્ઞાતી, તારૂ છે નહી કોઇ.
સગુ એ તો સર્વે રે, સુખ અને દામતણુ. સાચુ તો. ૧
જનુની જનક એવા કર્યા કેટલા, ધરી જેટલી દેહ.
લેણાદેણીનો સંબંધ છુટયો, ત્યારે મુકી આવ્યો તેહ
કોઇએ ન બતાવ્યુરે, ઠેકાણ વિશ્રામ તણુ. સાચુ તો. ૨

જોને હરિ વીણ હેત કરી, કોણ આપે મનુષ્ય અવતાર;
પશુ પંખી ફેડીને આપ્યો, ભજનતણો અધિકાર,
ભજે તેને આપે રે, પદ નીજ ધામ તણું  સાચું તો. ૩
અણુ આસક્તિ કશું નવ રાખીશ, માયા મનથી છોડ,
નિશ્ચિત થઇ સઉ શોક તજીને, પ્રીતી પ્રભુશુ જોડ.
દયા દીન રજની રે, રટણ કર ગમતાણુ.  સાચું તો. ૪

## પદ ૧૧

વૈષ્ણવ નથી થયો તુ રે, શીદ ગુમાનમા ઘુમે,
હરિજન નથી થયો તુ રે, શીદ ટેકે
હરિજન જોઇ હઇડુ નવ હરખે, દ્રવ ન હરિગુણ ગાતા,
કામ ધામ ચટકી નથી કટકી, ક્રોધે લોચન રાતા  વૈષ્ણવ ૧
તુજ મને કોઇ વૈષ્ણવ થાએ, તો તુ વૈષ્ણવ સાચો
તારા સગનો રગ ન લાગે, ત્યાહા લગી તુ કાચો  વૈષ્ણવ ૨
પરદુખ દેખી હૃદે ન દાઝે, પરનીંદા નથી ડરતો.
વહાલ નથી વિઠ્ઠલમુ સાચુ, હઠે ન હુ હુ કરતો  વૈષ્ણવ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટયો છે નહિ.
કેહેણી તેવી રેહેણી ન મળે, કયાહા લખ્યુ એમ કહની વૈષ્ણવ ૪
ભજવાની રુચિ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જગતતણી આશા છે જ્યા લગી, જગત ગુરૂ તુ દાસ  વૈષ્ણવ ૫
મનતણો ગુરૂ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે
દયા દુખ કે સુખ માન પણ, સાચુ કહેવુ પડશે  વૈષ્ણવ ૬

## પદ ૧૨

આલોકમા જનમીને સુકૃતો ન કીધા
પાપે પચી વિષય વિષ પ્રીતેજ પીધા.
નાતો કરી સુજન સગની લાભ લીધો
રે રે ગુરુ ન તમથી મતિમદ બાધો  ૧

દ્વેષે કરી જનતણાં, દુ:ખ જોઈ રાચ્યું,
રાગે કરી તનતણાં, સુખ નિત્ય રાચ્યું;
પ્રીતે કથા શ્રવણમા, નથી કાન દીધો રે રે ૨
સંતો સમીપ જઇ હું, નથી પાય લાગ્યો,
સાચે ગુરો નિજ કૃપા, વિણ હું ન જાગ્યો.
આપો ક્ષમા અનવધી, અપરાધ કીધો,
ના હું પ્રભુ તમથી મતિ મંદ બીધો રે રે ૩

## પદ ૧૩

હું કરૂં આ મે કર્યું એ માનવી મીથ્યા બંક,
ઈશની આજ્ઞા વિના ના પાન પણ હાલી શકે;
ચંદ્ર તારા સૂર્યને ગ્રહની ગતી આધીન છે,
કીરતારની ન્યારી કળા, જ્યા સર્વ પ્રાણી દીન છે.
કલ્યાણ દાતા છે વિધાતા, સતના ભગવતરે,
તે નિરંજન નાથને, નમીએ નિરંતર અંતરે

## લાવણી.

જળ જળ, થળ થળ, કણ કણ, પ્રગણ, રામ રહ્યો છે રમી રમી ટેક.
અકળ અકામિ, નિર્મળ નામી, સૃષ્ટિ સકળ તણો સ્વામી,
ઘટ ઘટ, પટ પટ નટ ખટ રૂપે, વેદ પુરાણે બહુ નામી,
જેને મળવા મહા મુનીવર, દેહ ગયા કંઈ દમી દમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પ્રગણ, રામ રહ્યો છે રમી રમી ૧
વૃક્ષ પવનમા, અગન ગગનમા, જંગલ મંગલમા વસી રહ્યો,
ફળ ફૂલ દળમા, વાયુ વમળમા, કીટ કુંજરમા એજ લહ્યો;
ખેલે ખલકે, અલખ સ્વરૂપે, શ્યામ સુંદર મન ગમી ગમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પ્રગણ, રામ રહ્યો છે રમી રમી. ૨

બહુ બળ ધારી, વિશ્વ વિહારી, ભવ ભય હારી જગે જમે,
ગ્રહ મંડળમાં, અવનિતળમા, પળ પળ ક્ષણમાં ટગે ઢગે,
દેહ નગરમા દીપી રહ્યો છે, શોધો કાયા ધમી ધમી;
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૩
નિર્મળ ન્યાયી, સદા સહાયી, ધાઈ ધાઈ વ્હાર કરે,
ભક્તતણી ભીડ ભંજન, ગંજન, દુષ્ટતણા દળ તુરંત હરે,
મનખા દેહે શોધી લેજો, ખોટ ઘણેરી ખમી ખમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૪
કેવા કેવા રૂપે ઈશ્વર, એ ચરચાઓ રહ્યા રચી,
અકળ, કળાએ કેવી રીતે, અક્કલ ગઈ છે હચી મચી,
વાદ વિવાદે વઢે આખલા, તેમ વઢો છો વમી વમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૫
નામદેવ, નરસઈયો, સબરી, ધના ભગતને ધન્ય કર્યો,
અજામીલ, કર્માબાઈના, જન્મ મરણનો ત્રાસ હર્યો,
અનેક અધર્મિ ઉદ્ધાર્યા, જેની પીડા ગઈ સમી સમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૬
છાકી છાકયો કરે છાકમા, અંધો થઈ ધંધો તાણે,
ધામ ધરાતન પામી હરામી, હરિ હૈયામા નવ આણે,
નવ મહિના માના ઉદરમાં, વ્યાધી કાધી કમી કમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૭
હરિ અર્થે હરગીજ નવ આપ્યુ, રામા અર્થે રળ્યો ગળ્યો,
કરી કમાણી કયાંહી સમાણી, હીણુ મારગમા ઢળ્યો વળ્યો;
ભુખ્યાને ભોજન નવ આપ્યુ, તુ હરખાયો જમી જમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૮

ખોટા ક્યાલો, કુડુંબ કબિલો, હવે ભજી લો હરિ હરિ,
નહિ કંઈ સાથે, આવે હાથે, કહું છું ચેતો ફરિ ફરિ;
ભવજળ તરવા નાવ મળ્યું છે, લખ ચોરાસી ભમી ભમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૯
ગંગા જેવા નિર્મળ માજી, અવલ તણી ભક્તિ સારૂ,
રચિ કવિતા કવિવર ભગવાને, જે આખર છે ભવતારૂ,
ધિંગા ધણીને હાથ કરી લ્યો, વારંવારે નમી નમી,
જળ જળ, થળ થળ, કણ કણ, પૂરણ, રામ રહ્યો છે રમી રમી. ૧૦

### શાર્દૂલ વિક્રીડિત.

સંકલ્પે સઘળો પ્રપંચ ઉપજ્યો, જો નાશ તેનો ચહો,
તોએ તેહનું મૂળ નિર્મળ કરી, સર્વે ઉપાધિ દહો,
ત્રિકાલે અવિચ્છિન્ન સચ્ચિદ અને આનંદ ઓઘો ભર્યા,
બ્રહ્માનંદ વિષે જ તલ્લીન બનો તેથી જ સર્વે તર્યા

### આનંદની ઘડી. ( સવૈયા–લાવણી )

સ્વધર્મ જે ઘડીએ સચવાયે તેજ ઘડી આનંદ તણી,
સત્પુરૂષનો સંગમ થાએ તે ઘડી આનંદ તણી,
જ્ઞાતિના અભ્યુદયની તેમજ સ્વદેશનું હિત કરણી,
શ્રેષ્ટ ક્રિયા જે ઘડીએ થાયે, તે ઘડી અતિ આનંદ તણી.
ભાવિક સ્વદેશ ભક્ત પુરૂષના વચનામૃતના પાન તણી,
જે ઘડી જગમાં પ્રાપ્ત થાય છે, તે ઘડી અતિ આનંદ તણી;
માગ્યા મેહ વરસે મહીતળમાં, તેજ ઘડી આનંદ તણી,
સંપ જંપ વરતાયે જનમાં, તે ઘડી અતિ આનંદ તણી.
કામ ક્રોધ મદ મોહ લોભ એ, વૃત્તિ વિકારી અંતરની,
સદ્‌ભાગ્યે નિર્મળ થાયે તો, તે ઘડી અતિ આનંદ તણી;

અણધાર્યો મેળાપ મિત્રનો, તેજ ઘડી આનન્દ તણી,
મળે લાભ જ્યાં તત્વ જ્ઞાનનો, તે ઘડી અતિ આનન્દ તણી
અણચિંતવ્યુ મનગમતુ થાયે, તેજ ઘડી આનન્દ તણી,
ભ્રાતૃ ભાવ ઉરમા ઉભરાયે, તે ઘડી અતિ આનન્દ તણી,
હાનિ ભાગતા લાભજ થાએ, તેજ ઘડી આનન્દ તણી,
તે પૈમે પરદુખ હ્યાયે, તે ઘડી અતિ આનન્દ તણી
માત તાતને પતિ વિગેરે, શિષ્ય જનોની સેવ તણી,
પ્રણુ તેમની પ્રસન્નતાની, તેજ ઘડી અતિ આનન્દ તણી
જે ઘડી પ્રભુના ભજન ધ્યાનની, તેજ ઘડી આનન્દ તણી,
તેમા એકાગ્રતા ચિત્તની, તે ઘડી અતિ આનન્દ તણી,
હૃદય મન્દિરે ઇષ્ટ દેવની, જે ઘડી પધરામણી તણી,
"શ્યામજન્મ" સફળ કર અનુપમ, તે ઘડી પરમાનન્દ તણી

## હરિહરાત્મક સ્તોત્ર.

કંસારિ કાન્ત કવિ કેશવ કેશિનાશ, કામારિ કામદ કપાદિ કપાલીનાથ;
કામેશ કૃષ્ણ કમલાપતિ કૈટભારિ, વન્દુ હરિહર પ્રભુ ભવભીતિ હારી. ૧
ગિરિન્દ્રનાથ ગિરિજેશ ગુણાત્મ કેશ, ગોવિંદ ગોપ ગરૂડધ્વજ ગોકુળેશ;
ગૌરિ વિનાયક ગણેશ્વર, ગગધારી વન્દુ ૨
ચાપેશ ચારૂ ચપલેશ ચતુર્ભુજેશ, ચદ્રાવન સચરાચર ચડિકેશ;
ચાણુર ચડ દલનેશ્વર ચક્રધારી વન્દુ. ૩
ત્રિનેત્ર ત્રિનયન ત્ર્યક્ષ ત્રિલોચનેશ, ત્રિમૂર્તિ ત્રિપદ ત્રિલોકી ત્રિવિક્રમેશ;
ત્રિશૂલ હસ્તધર ત્ર્યમ્બક ત્રિપુરારિ. વન્દુ. ૪
નાગારિ ગામિ નરસિંહ નરોત્તમેશ, નાગેન્દ્ર હાર નિલ લોક હીન નન્દીકેશ;
નાગેશ નન્દ સુતનુ નવનીત હારિ વન્દુ. ૫
પિનાક પાણિ પશુપતિ પ્રમથાધિનાથ, પદ્મે ક્ષણેશ પુરૂષોત્તમ પદ્મનાભ;
પુષ્પાયુધારી પ્રભુ પન્નગ પાશધારી. વન્દુ ૬

ભ્રાજિષ્ણુ ભૂધર ભૂગર્ભ ભવેદ્રભવેશ, ભાલેન્દુ ભર્ગ ભવભૂતપતિ ભૂતેશ;
ભસ્માસુરારિ ભગવાન ભૂજગ શાયિ                વન્દુ. ૭

મૃત્યુંજય મૃડ મદનાપહ મન્થમારિ, મુકુન્દ મત્સ મધુસૂદન મુષ્ટિકારિ;
મન્દાકિની ધરમહેશ, મૃગાંક ધારિ                વન્દુ ૮

વૈકુંઠ વિષ્ણુ વિભુ વામન વાસુદેવ, ત્રિલોચનેશ વૃષભધ્વજ વામદેવ;
વૃષ્ણિ વરેશ વીર વિઠ્ઠલ વેણુ ધારિ                વન્દુ. ૯

સ્થાણુ શલીન શિવશંકર શૂલપાણિ, શૌરિ શ્રીકાન્ત શુકલામ્બર શારંગપાણી
શંભુ શ્રીકંઠ શિતિકંઠ ધર સર્પ હારિ                વન્દુ ૧૦

---

એ દિનનાં છે ઘર જર સઘળાં, બે દિન અહીં રહેવાનુ છે,
બે દિનનાં છે સગા સબંધી, બે દિન સુખ લેવાનું છે;
બે દિનનો છે પંખી મેળો અંતે ઉડી જવાનું છે,
લોકો જેને દુનીઆ કહે તે, એક મુસાફરખાનું છે.
( બુદ્ધદેવ. )

---

હાથ જોડીને વીનવું, શ્રીહરિ થાઓ પ્રસન્ન;
ધર્મ સનાતનમાં તમે, કરજો દૃઢ મુજ મન. ૧
કાયા, વાણી મન મુજ, નિર્મળ રહો સદાય;
ઉદય કરો સદ્બુદ્ધિ કે, ભુલમાં નહી ભમાય. ૨
ધર્મ તણા ઉપદેશ સહુ, પ્રેમે નિત્ય પમાય;
એવુ મુજ જીવન હજો, એજ જાચું જગરાય. ૩
જો જામે નિશ દિન બસે, તો તામેં પરવિણ;
સરિતા ગજકું લે ચલી, ઉંધ ચલાવે મીન. ૪

---

# (ભગવત સ્મરણ ધુનો.)

૧ હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
૨ જય શ્રી હરિ સચ્ચિદાનંદ જય શ્રી સદગુરૂ પરમાનંદ
વિશ્વનાથ વિશ્વેશ્વર સ્વામી, વિશ્વભર પ્રભુ અન્તર્યામી
૪ જય શ્રી સદગુરૂ સ્વામી, જય શ્રી પ્રભુ અન્તર્યામી.
૫ જય જય રામચન્દ્ર રઘુવીર, સીતા રામચન્દ્ર રઘુવીર.
૬ જય જય ગોવર્ધનધારી, મુકુન્દ માધવ ગિરિધારી.
૭ શ્રી રામચન્દ્ર રઘુવીર, જય જય રામચન્દ્ર રઘુવીર.
૮ રામકૃષ્ણ ગોવિંદ, જય જય હરિ કૃષ્ણ ગોવિન્દ.
૯ જય જય સદાશિવ સદગુરૂ, જય જય પરતત્વ સદગુરૂ
જય જય પરતત્વ સદગુરૂ, જય જય ચિદાનન્દ સદગુરૂ
૧૦ જય જય ચિદાનન્દ સદગુરૂ, જય જય નારાયણ સદગુરૂ
૧૧ જય જય નારાયણ સદગુરૂ, જય જય રામચન્દ્ર સદગુરૂ
૧૨ હરે શિવ હરે શિવ, શિવ શિવ હરે હરે.
હરે શંભો હરે શંભો, શંભો શંભો હરે હરે.
૧૩ હરે વિષ્ણુ હરે વિષ્ણુ, વિષ્ણુ વિષ્ણુ હરે હરે,
હરે દેવ હરે દેવ, દેવ દેવ હરે હરે;
૧૪ જય જય જગન્નાથ સદગુરૂ, જય જય બ્રહ્મદેવ સદગુરૂ
૧૫ જય જય બ્રહ્મદેવ સદગુરૂ, જય જય શિવશંકર સદગુરૂ
૧૬ પરંબ્રહ્મ સદગુરૂ શ્રીહરિ પરંબ્રહ્મ સદગુરૂ

૧૭ નારાયણુ સદ્દગુરૂ શ્રીહરિ નારાયણુ સદ્દગુરૂ.

૧૮ હરે કૃષ્ણુ ગોવીંદ જયજય હરે કૃષ્ણુ ગોવીંદ,
રાધે કૃષ્ણુ ગોવીંદ જયજય રામ કૃષ્ણુ ગોવીંદ.

૧૯ અખંડાનંદ અદ્વૈત છો પ્રભુ અખંડાનંદ અદ્વૈત.

૨૦ દેવ નિરંજન સદ્દગુરૂ સ્વામી, સદા સમરીએ અંતર્યામી.

૨૧ એક અખંડીત અજઅવિનાશી, સતચિતઆનંદ બ્રહ્મપ્રકાશી.

૨૨ રઘુંપતિ રાઘવ રાજારામ પતિત પાવનસીતારામ.

૨૩ નિત્ય ભજુ હું સીતાપતિ, જેથી થાય અખંડ સદગતિ.

૨૪ પ્રભુ ભજવામાં છે કલ્યાણુ, બંધન તોડી પામે નિર્વાણુ

---

શ્લોકાર્દ્ધેન પ્રવક્ષ્યામી, યદુક્તં ગ્રંથ કોટિભિઃ
બ્રહ્મ સત્યં જગન્મિથ્યા, જીવો બ્રહ્મૈવ ના પરઃ

---

પુરાણકો પાર નહીં, વેદનકો અંત નહિ,
વાણી તો અપાર કહો, કહાં ચિત્ત દીજીએ;
લાખનકી એક કહું, કરોડકી એક કહુ,
સબહું મેં સાર એક, રામ નામ લીજીએ.

---

अनन्या श्चिंतयंतो मां ये जनाः पुर्यपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિઃ ॥

# બોધ વચન.

## જ્ઞાની થવા કરતાં સદાચરણી થાઓ.

૧ માણસ માત્રને કુદરતી રીતે જ્ઞાન મેળવવાની ઇચ્છા થાય છે પણ જે માણસ પ્રભુથી ડરતો નથી તેને જ્ઞાન શા ખપનું છે?

૨ પોતાની વિદ્યાથી ગર્વિષ્ઠ થયેલા પંડિત કરતાં સ્વધર્મનિષ્ઠ નમ્ર મનુષ્યને પરમેશ્વર વધારે ચહાય છે પોતાના આત્માનું કલ્યાણ ભુલી જઇને જે માત્ર ઐહિકવિદ્યાજ શીખે છે તે અવળે રસ્તે દોરાયો છે

૩ જે આત્માને ઓળખે છે તેનો અહંકાર ટળી જાય છે અને બીજા માણસો પોતાની સ્તુતિ કરે તો તે કદી રાજી થતો નથી

૪ જો કોઇને આ દુનિયાની બધી બાબતોનું જ્ઞાન હોય પણ જો તે સદાચરણી ન હોય તો શું પ્રભુ તેના ઉપર પ્રસન્ન થશે? તે આપણા કર્મ ભણી જુએ છે આપણે શું શું જાણીએ છીએ તેના ભણી નહિ

૫ ઐહિક વસ્તુઓનું જ્ઞાન મેળવવાની અપરિમિત તૃષ્ણા જેમ બને તેમ ઓછી કરવી જોઇએ, કારણ કે તેનાથી ઘણા ગુંચવાડા થાય છે તથા મન ભ્રમિત થાય છે

૬ પંડિતો ઘણીવાર પોતાના જ્ઞાનનો આડંબર કરવા ઉત્સુક થાય છે અને બીજા માણસો તેમની બુદ્ધિના વખાણ કરે તે સાંભળી તેમનો આત્મા ઘણો પ્રસન્ન થાય છે

૭ એવા ઘણા પ્રકારના જ્ઞાન છે કે જેનું જ્ઞાન આત્માના હિત માટે ઉપયોગી નથી તેથી એવા બીજા દરેક જાતની ઉપયોગીતા વધારનારી વસ્તુ પાછળ લક્ષ આપી આથી અગત્યનું કાર્ય જે મોક્ષપ્રાપ્તિનું છે તેના તરફ જે દુર્લક્ષ આપે તેને મુર્ખ ગણવો જોઇએ.

૮ ઘણા શબ્દોથી આત્માની તૃષા સમતી નથી પણ પવિત્ર જીવનથી મન સ્થિર થાય છે અને શુદ્ધ અંતઃકરણથી પ્રભુ સમીપ જવાની યોગ્યતા આવે છે

- જો તમારા જ્ઞાનના વિસ્તાર સાથે તમારી સાધુતા વધશે તો વધારે જ્ઞાન અને શકિત ખરા નિર્ણય પર આવવામા સહાય નહિ થતા અંતરાય નાખશે

૧૦ બીજા તમારી શક્તિ કે નિપુણતાની સ્તુતિ કરે એમ ઈચ્છવાને બદલે તમારા પોતાના જ્ઞાન તરફજ તમે શંકા રાખો

૧૧ જ્યારે તમને એમ લાગે કે તમારૂ જ્ઞાન ઘણુંજ બહોળુ અને તમે ઘણી બાબતો વિષે માહિતી ધરાવો છો ત્યારે યાદ રાખો કે તમે જાણો છો તેના કરતા હજી તમે નથી જાણતા એવી બાબતો ઘણી

૧૨ તમારા જ્ઞાન માટે મગરૂર થવાને બદલે હજી અજ્ઞાન છો એવી નમ્રતા રાખો

૧૩ તમારા કરતા વધારે વિદ્વાન અને શાસ્ત્રોને વધારે સારી રીતે જાણનારાઓ ઘણાં છે એમ જાણ્યા છતા તમારે લોકમા પ્રસિદ્ધિ મેળવવાની તૃષ્ણા રાખવી જોઈએ?

૧૪ જો તમારે સાચુ અને લાભકારક જ્ઞાન મેળવવુ હોય તો અપ્રસિદ્ધ રહેવામાજ સંતોષ માનજો

૧૫ પોતાના ગુણ, શકિત ઇત્યાદિ વિષે નમ્ર અભિપ્રાય બાંધવો એજ ખરેખરી આત્મ પરિક્ષા છે અને સૌથી અગત્યનો પાઠ એજ શીખવાનો છે પોતાને માટે નમ્રતા અને બીજાને માટે ઘણુ સન્માન એજ ડહાપણ છે અને પરિપુર્ણતાનુ એક ચિન્હ છે

૧૬ જો તમારી નજરમા કોઈ પાપાચરણ કરતુ હોય તો તેથી કંઈ ને તમે તેના કરતા વધારે શુદ્ધ છો એવો અહંકાર મનમા કદી લાવવો નહિ કેમકે પ્રભુને અહંકાર પ્રિય નથી

૧૭ આપણે દરેકને માટે નીતિના માર્ગપરથી લથડી પડવાનો સંભવ છે પણ બીજા કરતા આપણે માટે તે વધારે બનવા જેવુ છે એવુ મનમા રાખી જાગ્રત રહેવુ. (નર્મદાશંકર બાળાશંકર)